# અમેડિયસ મોઝાર્ટ

ઈબી લેપસ્કી, ચિત્ર : પાઓલો કાર્દોની





અમેડિયસ એક જિંદાદિલ અને ખુશમિજાજ છોકરો હતો. એ ભાગતો, કૂદતો અને એની બહેન મારિયાના નો પીછો કરતો હતો, જે એના થી પાંચ વર્ષ મોટી હતી. એ એના નાના પીળા કૂતરા પીમ્પર્લે સાથે રેસ માં ઉતરતો અને રસોઈયણ ટેરેસા સાથે અડપલાં કરતો હતો. એને હર પળ ચાલતા રહેવું પસંદ હતું. જો એને કોઈ સ્થિર ઉભા રહેવાનું કહેતું, તો એ એની એડીઓ ને ટકરાવતો અને એની આંખો ને અધીરતા થી પટપટાવતો હતો.





એને શબ્દો સાથે રમવું પસંદ હતું. કોઈ-કોઈ વાર એ વિનોદી રીતે વાતો કરતો, અજબ અર્થહીન ગીતો બનાવતો, જેમકે :

"મોટા સઢ ના વહાણ ત્યાં સુધી તરે છે, જ્યાં સુધી હવા ચાલે છે."

ફક્ત સંગીત માં એને શાંત અને ચૂપ રાખવાની શક્તિ હતી. જયારે પણ એના પિતા એની બહેન મારિયાના ને સંગીત ની શિક્ષા આપતા, ત્યારે અમેડિયસ હાલ્યા વગર ચુપચાપ એક ખૂણા માં બેસી ને બસ સાંભળ્યા જ કરતો હતો. એની માઁ રાહત નો શ્વાસ લેતી હતી.





પછી એક દિવસ અમેડિયસ અચાનક પિયાનો બેન્ચ પર ચઢી ગયો અને એણે એ ધૂન વગાડી, જે પિતા એ બસ ત્યારે જ મારિયાના ને શીખવાડી હતી. એણે તાલીમ વગર અને કોઈ પણ ભૂલ કર્યા વગર આખી ધૂન વગાડી.

પછી એના પિતા એ, જે સંગીત ના વિશેષજ્ઞ હતા, મહેસૂસ કર્યું કે અમેડિયસ માં સંગીત માટે એક મહાન પ્રતિભા અને અદ્ભૂત સંગીત સ્મૃતિ હતી.

એ દિવસ થી અમેડિયસ ના પિતા એ રોજ એને વાયોલિન અને પિયાનો ના સબક આપ્યા. અમેડિયસે બધું બહુ આસાની થી શીખી લીધું અને થોડા સમય માં એ મારિયાના થી ક્યાંય વધારે કુશળ બની ગયો.



નહીં, સફળતા થી અમેડિયસ બગડયો નહીં અને ચકાચોંધ કરી દેવાવાળી સંગીત સભાઓ એ એને આંધળો ન કર્યો. એની અંદર જે સંગીત હતું એ એક મહાન વરદાન હતું, જેને એ પોતે સમજ્યો અને દુનિયાએ એને સરાહ્યું.

અમેડિયસે, એના પરિવારે, અને થોડા બીજા બુદ્ધિમાન લોકો એ અમેડિયસ ની પ્રતિભા ને ઓળખી, પણ ઘણા લોકો ને એવું ન લાગ્યું. એમણે કેવળ અમેડિયસ ના પ્રસ્તુતિકરણ ની સનસનાટીભરી બાજુ જોઈ, ન કે એની કલાત્મક બાજુ. એટલે ક્યારેક-ક્યારેક એના સંગીત સમારોહો માં આવા પ્રકાર ની ઘોષણા કરવામાં આવતી હતી :

દર્શકો ની જોરદાર ફરમાઈશ ને કારણે :

અમેડિયસ મોઝાર્ટ આજે, 30 ઓગસ્ટ ના એક વધારાનો

સંગીત કાર્યક્રમ રજુ કરશે જે તમને વિસ્મય પમાડશે.

ફક્ત છ વર્ષ નો બાળક ન કેવળ પિયાનો અને વાયોલિન પર એ મુશ્કેલ

સંગીત વગાડશે જેને મોટા કલાકાર વગાડે છે, બલ્કે એ વાયોલિન અને

પિયાનો ના કી-બોર્ડ ને ફેલ્ટ ના કપડાં થી ઢાંકી ને વગાડશે.

એ સિવાય, એ પિયાનો, ઘંટડી, અથવા ગ્લાસ પર દૂર થી વગાડવામાં

આવેલી બધી ધૂનો ના અસલ નામ બતાવશે. અને અંત માં એ પિયાનો

અને ઓર્ગન (વાદ્યયંત્ર) પર પ્રસંગવશાત ધૂનો વગાડશે.



મારિયાના એના નાના ભાઈ ને બહુ પ્રેમ કરતી હતી અને એને ભાઈ ની સફળતા માટે કોઈ ઈર્ષ્યા ન હતી. એને બદલે, એને એના ભાઈ પર બહુ ગર્વ હતો.

અમેડિયસ ની માઁ ને પુત્ર દ્વારા રચાયેલી નાની સોનાટા રચનાઓ સાંભળવી બહુ ગમતી હતી.

થોડા સમય પછી, અમેડિયસ ના પિતા એ એના પુત્ર ની ઉપલબ્ધીઓ પર ગર્વ કરતા એના અદ્ભૂત કૌશલ વિષે આખી દુનિયા ને બતાવવાનો ફેંસલો કર્યો. એ નિર્ણય ની સાથે, યુવાન અમેડિયસ નું જીવન લગભગ એક પરી-કથા જેવું બની ગયું.

સાત વર્ષ ની આયુ માં, જયારે બીજા બાળકો સ્કૂલ જતા હતા, ત્યારે અમેડિયસ એના પિતા અને બહેન સાથે યુરોપ ના શાહી મહેલો માં જતો હતો. એના દેશ ની બહાર એ રાજદરબારો માં બાદશાહો, રાજાઓ અને રાણીઓ, રાજકુમારો અને રાજકુમારીઓ ની પ્રશંસા લૂટી રહ્યો હતો.



એ સમયે લાગતું હતું કે યુરોપ ના શાહી પરિવારો સૌથી સુંદર પાર્ટીઓ અને સૌથી અસામાન્ય શો આયોજિત કરવામાં એક-બીજા ની હરીફાઈ કરી રહ્યા હતા. એ એક-પછી-એક કાર્યક્રમ આયોજિત કરતા - નૃત્ય, નાટક, સંગીત નો જલસો વગેરે.અને એ હંમેશા પ્રસ્તુત કરવા કંઈક નવું શોધતા હતા. એટલે જયારે એમને યુવાન અમેડિયસ અને એની શાનદાર પ્રતિભાઓ વિષે ખબર પડી - કે અમેડિયસ માં, એક વાર સાંભળ્યા પછી, વાયોલિન અને પિયાનો ના અત્યંત જટિલ સંગીત ને દોહરાવવાની ક્ષમતા હતી - ત્યારે હર કોઈ અમેડિયસ ની શાનદાર સંગીત રચનાઓ ને સાંભળવા અને એને બિરદાવવા માંગતા હતા.

પોતાના શાહી સંગીત સમારોહ માટે અમેડિયસ એક સરસ સૂટ અને વાદળી રંગ ના રેશમી બૂટ પહેરતો હતો. એની કમર માં એક નાની તલવાર લટકતી હતી. એ એક નાના ઘોડેસ્વાર જેવો લાગતો હતો. મારિયાના, પિયાનો પર એને ગર્વ થી સાથ આપતી હતી.

ઘણી વાર, જયારે એ વાયોલિન વગાળતો, ત્યારે મહિલાઓ આગળ ઝૂકી ને એમના ઓપેરા ગ્લાસ (દૂરબીન) થી એને ઘૂરતી હતી. તેઓ એ સુનિશ્ચિત કરવા માંગતા હતા કે અમેડિયસ વાસ્તવ માં એક નાનો બાળક હતો, ન કે કોઈ વામન. ઇટાલી માં એક સંગીત સમારોહ માં, રાજા અને રાણી સામે વગાળતા પહેલા, અમેડિયસ ને એની આંગળી માં થી એક વીંટી કાઢવી પડી કેમકે લોકો ને લાગ્યું કે એની અસાધારણ ક્ષમતા એ જાદુઈ વીંટી ને કારણે હોઈ શકે છે.

પણ અમેડિયસ ની ઉપલબ્ધીઓ નિશ્ચિત રૂપે કોઈ જાદુ નું પરિણામ નહોતી. બનાવટી વાળ ની ટોપી અને ઘોડેસ્વાર ના પોશાક છતાં એ વાસ્તવ માં એક નાનો બાળક હતો. એણે સમ્રાટો, રાજાઓ અને રાણીઓ સામે કાર્યક્રમ કર્યા અને એમના અભિવાદન અને પ્રશંસા મેળવ્યા અને સાથે કિંમતી ઉપહાર પણ.

શું આ બધા આદર-સત્કાર થી અમેડિયસ મગરૂર બન્યો? શું રાજમહેલો ના વૈભવ ને લીધે એણે રોજિંદી મસ્તી ત્યાગી દીધી? નહીં, અમેડિયસ પહેલા જેવોજ બાળક રહ્યો. સંગીત સમારોહો અને તાળીયો પછી, એણે બાળ રાજકુમારો સાથે ખેલ ખેલ્યા અને રાજકુમારીઓ નો પીછો કર્યો, જેમ એ ઘરે મારિયાના અને પીમ્પર્લે નો પીછો કરતો હતો.



રાતે, અમેડિયસ ત્યાં સુધી બિછાના માં સૂતો નહોતો જ્યાં સુધી એના પિતા માટે એક નાનું ગીત ગાતો નહોતો. એ ગીત એણે પોતે બનાવ્યું હતું. એનું નામ હતું :

"ઓર્ગેનિયા ફિતાફગનીઆ."

અંત માં એ એના પિતા ને નાક પર ચૂમતો હતો.

અમેડિયસે એનું એક કાલ્પનિક સામ્રાજ્ય પણ બનાવ્યું હતું. એણે એને "કિંગડમ ઓફ રૂકેન" નામ આપ્યું હતું, જ્યાંનો એ રાજા હતો. રૂકેન નો પ્રત્યેક નાગરિક સારો અને વફાદાર હતો. અમેડિયસે એના કાલ્પનિક સામ્રાજ્ય નો એક નકશો પણ તૈયાર કર્યો હતો અને ત્યાં એણે બધા શહેરો, નદીઓ અને પહાડો ના નામ રાખ્યા હતા.

આવી ઘોષણાઓ ને સાંભળવાવાળા લોકો યુવાન અમેડિયસ ના સંગીત શો ને એક મનોરંજક શો માનતા હતા. ઘણી વાર જાદૂગર, બજાણીયા, અને કસાયેલા દોરડા પર ચાલવાવાળા કલાકાર પણ એની સાથે-સાથે પ્રદર્શન કરતા હતા.

" નાનો મોઝાર્ટ એક પ્રભાવશાળી બાળક છે, બસ એટલું જ!“ એક વિદ્વાન આલોચકે કહ્યું.

સૌભાગ્ય થી અમેડિયસ ના પિતા એ મહેસૂસ કર્યું કે આટલી યાત્રાઓ અને પ્રદર્શન એના પુત્ર ને એના અદ્ભૂત રચનાત્મક ગુણો ને વિકસિત કરવા થી રોકે છે.



એ સિવાય, અમેડિયસ પણ એનાથી થાકી ગયો હતો અને એના ગાલ ગુલાબી નહોતા રહ્યા અને એની શરારતો પણ બંધ થઈ ગઈ હતી.

પછી પિતા એ અમેડિયસ ને ઘરે લાવવાનો ફેંસલો કર્યો.

"અચ્છા," અમેડિયસે કહ્યું. "હું મારા કિંગડમ ઓફ રૂકેન માં પાછો ફરીશ." અને પછી કોઈ અફસોસ વગર, એ પેરિસ, લન્ડન અને વિયેના ના શાનદાર રાજદરબારો ને છોડી ને, પ્રશંસા અને ખ્યાતિ ને છોડી ને, એના પિતા અને બહેન સાથે ઘરે પાછો ફર્યો.

પરિવાર એને જોઈ ને બહુ ખુશ થયો.  પીમ્પર્લે ખુશી થી ભસવા લાગ્યો. ટેરેસા એ એને માટે કેક બનાવી. અને માઁ એને પ્રેમપૂર્વક ભેંટી.



ઘર પર અમેડિયસ ફક્ત રમતો નહોતો. એણે એના મનમાં નવું સંગીત રચ્યું હતું. એ બધું એ લખવા ચાહતો હતો, જેથી એ ખોવાઈ ન જાય. એણે એની મેજ ઉપર કલાકો વિતાવ્યા.

અમેડિયસ ના પિતા એના હોશિયાર પુત્ર ની કલાત્મક કેળવણી માટે ભગવાન પાસે પોતાને જવાબદાર માનતા હતા. એમણે અમેડિયસ માટે અધ્યયન નો એક પાઠયક્રમ બનાવ્યો જે ઘણો કઠીન હતો.



પણ યુવા અમેડિયસે ઘણી મહેનત કરી. એણે સંગીત ના ઘણા નવા ક્ષેત્રો ની શોધ કરી. એણે અભિવ્યક્તિ ની નવી શૈલીઓ નું સર્જન કર્યું. એણે સુંદરતા અને સંપૂર્ણતા ની નવી ઊંચાઈઓ સર કરી.

અને સમય ની સાથે, અમેડિયસે દુનિયા નું સૌથી સુંદર સંગીત રચ્યું અને એ દુનિયા ના સૌથી મહાન સંગીતકારો માં થી એક બન્યા - વોલ્ફગેંગ અમેડિયસ મોઝાર્ટ.

સમાપ્ત